# બ્રહ્મજ્ઞાન અને અન્ન ફળ

# શાકની હિમાયત.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

નશરવાનજી મંચેરજી દેશાઇ

સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

ધી " રાંદેર " પ્રીન્ટીંગ પ્રેસ,—સુરત.

કીંમત રૂા. ૦—૦—૬

# બ્રહ્મજ્ઞાન અને અન્ન ફળ શાકની હિમાયત*



ઇશ્વરની વિચાર શકિત ક્રિયાથી પૃથ્વિની પેદાયશોમાં અનદીઠ અનાસરો (Elementals) માંથી ખનીજ પદાર્થ ઊત્પન્ન થાય છે, ખનિજ પદાર્થની વૃદ્ધિમાંથી લાંબે જમાને વનસ્પતિ ઉગે છે, વનસ્પતિની ઉન્નતિમાંથી જાનવર વર્ગ ની ઉત્પતિ થાય છે, અને ત્યારબાદ જાનવર વર્ગની વૃ-દ્ધિમાંથી મનુષ્ય દેહની ઉત્પતિ થાય છે. ખનિજ પદાર્થ વનસ્પતિ, અને જાનવરી વર્ગનો કારોબાર ઈશ્વરના ઠેરવેલા કાયદા પ્રમાણે યથાસ્થિર ચાલ્યો જાય છે. અર્થાત મનુષ્ય વર્ગમાં કુદરતના કાયદાની સહેજ લગામ માણસના હાથમાંજ કુદરતે મૂકેલી છે, કારણ કે માણસને પરમેશ્વરે વિચાર અને શોચ કરતું મન બક્ષ્યું છે. તેટલા માટે માણસ પોતાના મનનો ભલો કે ભુંડો ઉપયોગ કરવાને મુખત્યાર છે, જો કે આખરે તેના ભલા કે ભુંડા ઉપયોગ પ્રમાણે આદમીને

---

* માસીસ એની બીઝંતના " Vugetarianism in the Light of Theosophy " નામના ભ.ષણમાંથી અત્રે ગુજરાતીમાં સાર આપવામાં આવ્યો છે. ન. મ. દેશ.ઇ

બના કે લાભ કુદરતના નિમેલા કાયદા પ્રમાણે થાય છેજ, તો તે કામ બજાવાની પસંદગી માણસના હાથમાં કુદરતે રાખી છે. ત્યારે ઉપર કહયું તેમ નીચલા વર્ગો યાને ખનિજ વનસ્પતિ અને જાનવરી વર્ગોનો કારોબારતો સમાધાનીથી અને નિયમિતપણે ચાલેછે, પણ માત્ર મનુષ્ય વર્ગમાંજ લગાર અંધેર અને અંધાધુધી ચાલેછે. જો કે ઠીક અને દરોબસ્ત પકડવાનું મનુષ્યના હાથમાંછે તોયે માણસ વારં વાર કુદરતના કાયદાનો ભંગ કરી અસ્થિરતા, અને અશાંતિ ફેલાવે છે. આદમી ઘડીભર કુદરતના કાયદાની વિરૂદ્ધ ચાલી પોતાની મરજી પ્રમાણે અમલ કરેછે- જો કે આયંદે કુદરત નો કાયદો જે બાબદનો ભંગ આદમી કરેછે, તે આદમીને ઠેકાણે લાવેછે, તોયે શરૂઆતમાં આદમી તે કાયદાનો અનાદર કરી તતકાલ લોકોમાં અને કુદરતની પેદાયશોમાં ત્રાસ અને અવ્યવસ્થા બરપા કરેછે. જો કે કુદરતના કાયદાનો ભંગ કરવાથી તેનાં પરિણામમાં વેદના અને દુઃખ જરૂર ઉત્પન્ન થાયછે, તોયે આદમીના હાથમાં છુટાપણું હોવાથી ઘણી વેળા કુદરતના કાયદાનો આદમી ભંગ કરેછે, અને અશાંતિ ફેલાવેછે. અને કુમાર્ગ પકડેછે. અને આ હક, મરજી પ્રમાણે વર્તવાની શકિત જે આદમીમાં છે, અને નીચલા વર્ગો ખનિજ વનસ્પતિ જાનવરમાં નથી, કે જેથી તેમની વૃદ્ધિ આદમીની વૃદ્ધિ કરતાં પ્રમાણમાં ઘણી ધીમી ચાલેછે. તેટલા માટે કુદરત

ના કાયદા પ્રમાણે બાહોશ, અને સમજથી કામકરવાથીજેટલી મધુરતા અને શ્રેષ્ટ સમાધાની સચવાયછે. તેટલીજ મધુરતા એક કાયદો પોતાના હાથમાં એક ઓજાર પકડી તે વડે કામ કરે તેથી નીપજતી નથી; તેટલા માટે આદમી આ તબક્કા ઉપર ઉભું છે. તે જો એમ ચાહે તો તો તે પોતાની ગતિ હેવાનથી બી નીચે ગબડાબી નાંખે છે, તેજ પ્રમાણે આદમી જો ચાહે તો પોતાની ગતિ ઉંચી ચઢાવી, પોતાનો તબકકો શ્રેષ્ઠ કરી શકે છે. તેટલા માટે આદમી ઉપર આ જવાબદારી આવી પડે છે કે તેણે પોતાની નીચલી ખાસીયત ખસલતને તાલીમ આપવી, કેળવણી, અને પોતાની જીંદગીને દુન્યામાં વધુ ઘટમદાર, ઉમદા અને ખુબસુરત ધીરે ધીરે બનાવવી. અને આદમી જ્યાં જ્યાં બી જાય અને ફરેહરે ત્યાં તેણે સર્વે કોઇના દોસ્ત અને મિલ બનવું જોઇયે, સર્વે કોઇના મદદગાર બનવું જોઇયે, સર્વે કોઇનો ચાહનાર બનવું જોઇયે; તેણે પોતાની રોજીંદી જીંદગીમાં હુમેશાં મોહુબત, દયા, બતલાવવી જોઈયે, અને પોતાથી નાનાં પ્રાણીઓને તેણે (આદમીએ) માત્ર કેળવવાં જોઇયે એટલુંજ નહીં; પણ મોહુબતથી તેમને ઉછેરી તેમની વૃદ્ધિમાં વધારો કરવો જોઇયે.

આવી હકીકતથી આદમી દુનિયામાં ગોયા એક વાઇસરાય યાને સુબો છે, કે જે પોતાનો અખત્યાર અને જવાબ

દારી ચાહે તો જુલમાતથી ગુજારે યા ચાહે તો ભલાઈ
થી ગુજારે, આ ધોરણે ત્યારે આદમીને તેનાંથી ઉતરતાં પ્રા
ણીઓ સાથની તેની વર્તણુંકના સંબંધમાં જુઓ અને એ
ધોરણે જોતાં જયારે આપણે આદમીને તેનાંથી ઉતરતા પ્રા
ણીઓને રેંહસીને ખાઈ જતો જોઇયે છીયે ત્યારે ખચીત
આદમી પોતાના અખત્યારમાં તદન નકામો અને જુલમાત
ગુજારનારો સ્પષ્ટ દેખાય છે. આદમીએ જંગલમાં
વસતાં સુખીયારાં પ્રાણીઓ દરમ્યાન તેઓમાં
ફીકર ત્રાસ અને દેહુશત ફેલાવા જવાનું નથી; આદમીમાં
જે મન અને વિચાર શક્તિ પ્રગટ થએલી છે તે વિચાર
શકિતનું બળ તેણે પ્રાણીઓના ઘાણ કાઢવાની બંદુકો, અને
આંકડીઓ, અને એવાંજ હથીઆરો બનાવી પોતાને રાજ
કરવાનું નથી; પોતાની આ ઊંચી વિચાર શકિતનો ગેરઉપ-
યોગ કરી આદમી બીજાં પ્રાણીઓ જેઓ પણ આદમીની
માફક દુનિયાનાં રહિશ છે. તેઓનો ઓર વધુ કારી દુશમન
બને છે. અને જે મન વડે તેણે જાનવરોને પાળી ઉછેરી,
વાહાલથી ઉછેરવાં જોઇએ તેને બદલે તેજ મનમાં ઉપયોગથી
તેઓમાં વધુ આફત લાવવાના નવા નવા ઉપાયો રચે છે
જ્યાં જ્યાંબી એક આદમી પ્રાણીઓ વચ્ચે જાય છે, ત્યાં
આદમીની સુરત જોતાંને વાર પ્રાણીઓ પોતાનો જીવ લઇને
નાહસે છે, કારણકે તે પ્રાણીને તેમની ઉપર વીતેલા અનુ-
ભવે શીખાડયું છે. કે આદમીના સમાગમમાં આવવાથી

તેમનો કેવો ઘાત થાય છે. દુનિયાના જે હુલાયદા દુર દ-
રાજ ભાગો છે જે ઉપર આદમીએ કવચિતજ પગ મેલ્યો
હોય ત્યાં જ્યારે એકાદ આદમી જાય છે. ત્યારે ત્યાંના
સઘળા પ્રાણીઓ બીન દેહુશને અને પ્રેમથી તે આદમીની
આગળ ફરે છે, અને આદમી તેમનેહાથ લગાડે છે તોએ
તેમની આગળથી ખશી જતાં નથી. મુસાફરોના હેવાલો તો
તમને માલમ પડશે કે જે જે દુનિયાના ભાગોમાં આદ-
મીએ હજી પગ મેલ્યો નથી ત્યાંના પ્રાણીઓ અને પક્ષી
ઓનાં ટોળામાંથી મુસાફર તેઓ વચ્ચેથી એક મિત્ર માફક
ચાલી જાય છે. પણ જ્યારે એકાદ મુસાફર તેઓના આવા
વિશ્વાસનો વિશ્વાસઘાત કરી તેઓ મધ્યેથી એકાદ ઉપર હાથ
ચલાવી તેમને મારી નાંખે છે. ત્યારેજ તેવા અનુભવથી
પ્રાણીઓ આદમીથી બીહુવાનું શીખે છે. એજ કારણથી
દરેક સુધરેલા દેશમાં જ્યાં બી એક આદમી એક ખેતર
કે જંગલમાં પગ મુકે છે તેવાંજ તેનાં પગલાંનો અવાજ
સાભળતાંને વાર દરેક જાનદાર પ્રાણી તેની આગળથી જીવ
લઈને નાહુસે છે. કારણ કે આદમી તેઓ વચ્ચે એક
દોસ્ત નહી પણ તેઓમાં આફત અને ત્રાસ ફેલાવનારો
છે. અને તે છતાં દુનિયાંના પરદા ઉપર એવાં બી દયાળુ
આદમીઓ હોય છે કે. જેઓમાંથી મોહબતનો પ્રવાહ
એવો તો જોશમાં બાહાર નીકળે છે કે તેથી ખેતર અને

જંગલના પ્રાણીઓ તે આદમી જયાં જયાં બી જાય છે ત્યાં તેની આગળ પ્રેમથી ખેંચાઇ આવે છે; આસીસીનાં સંત ફ્રાનસીસ માટે કહેવામાં આવ્યું છે કે જયારે તે જંગલમાંથી પસાર થતો ત્યારે પક્ષીઓ તેની આગળ ઉડી આવી તેનાં શરીર ઉપર બીન દેહશતે બેસતાં, કારણ કે જયાં જયાં બી તે ફરતો ત્યાં તેનામાંથી પ્રેમનો બહુ મજબુત પ્રવાહ નીકળતો હતો. તેજ પ્રમાણે હીંદુસ્થાનમાં પણ એવાં આદમીઓ જણાયલાં છે કે જેઓમાં એવોજ પ્રેમ અને દયા જણાયલી છે, અને આવાં આદમીઓ જંગલો અને ખેતરો પાહાડો અને વેરાનોમાં તેઓ પોતાની મરજી પ્રમાણે ફરહર કરી શકે છે, અને જંગલી જનાવરો પણ તેમને કાંઇબી અલવાર કરી શકતાં નથી. હીંદુસ્થાનના કેટલાક યોગીઓ માટે જણાયલું છે કે જેઓ પોતાના વિચારમાં અને આચારમાં નિર્દોષ હોય છે તેઓ વાઘોનાં ગુફાઓવાળી જગામાં બીનદેહશતે જાય છે, અને કોઇ કોઇવાર જેમ એક નિર્દોષ બીલાડીનું બચ્ચું પ્યાર કરે તેમ વાઘો આવા યોગીઓનાં પગો પ્રેમથી ચાટતા જણાયા છે. અને એવોજ અનુભવ દુનિયાંની દરેક જીવન પેદાયશનાં સંબંધમાં થઇ શકે, જો આપણે પ્રાણીઓનાં દુશમન નહી પણ દોસ્ત થઇએ તો આપણી બાબતમાંબી તેમ થઈ શકે, યાને આપણેબી

જંગલી પ્રાણીઓ વચ્ચે બીન દેહુશતે ફરી હરી શકીયે. અને ખચીત આપણે જે કાંઈ કતલે આમ પ્રાણી વર્ગમાં ચલાવી છે, તેનું સમાધાન લાવવાને અને પાછી દોસ્તી સ્થાપવાને માટે આપણને ઘણીએક સદીઓ જોઈશે; અને જે આદમી અને ઓરત ઉતરતા વર્ગનાં પ્રાણીઓ તરફ આજે પ્રેમથી વ-ર્તે છે તેઓ દુનિયાંની મોહુબતમાં પોતાનો હિસ્સો આપે છે કે જે મોહુબત સંપૂર્ણ થવે દરેક પ્રાણી-ઓને મોહુબતથી વશ કરશે.

ખાટકી અથવા કસાઇવાડ જયાં પ્રાણીઓની કતલ કરવામાં આવે છે ત્યાં બહુજ ત્રાસ દાયક વાતાવરણ ફેલાતું રહે છે કે જયાંથી પસાર થતાં આપણને ઉદાસ અને ત્રાસ દાયક લાગણીઓ થતી માલમ પડે છે. પ્રાણીઓને જે વેળા તેમને કતલ કરવાની જગા ઉપર લાવવામાં આવે છે તે વેળા તેમને જે કાંઈ દેહુશત લાગે છે તેનો ખ્યાલ કરો. જે ઠેકાણે તેમને હંકારવામાં આવે છે, ત્યાંથી તેઓ જે કાંઇ બીક, દેહુશત, ધાસ્તી, અને અછાત પછાત થી નાંહુાસી જવાની કોશેશ કરેછે તેનો ખ્યાલ કરો ! તમારામાં હીંમત હોય તો હુજી બી તેમને કતલ કરવાની જ-ગામાં જાઓ, અને તેમને કેવી રીતે જબે કરે છે તે જુઓ, અને ત્યાર પછી તમારો વિચાર આગળ ચલાવો, અથવા તો 'એસ્તલ' દ્વનીની તમોને લાગણી થાય એવી તમારી

લાગણી કોમળ હોય તો જુઓ અને યાદ રાખો કે હવે તમે ત્યાં શું જુવો છો; જેવો તે પ્રાણીઓનો જીવ તેમનાં શરીરમાંથી ખુંચવી લેવામાં આવે છે તેવાજ ત્યાં ધાસ્તી, દેહશત અને ત્રાસના 'એસ્તલ' આકારો રજુ થાય છે, અને તે આકારો ત્યાંની 'એસ્તલ' યાને કામીક ભૂવન ઉપર પસાર થાય છે, અને ઘણો લાંબો વખત સુધી તે આકારો ત્યાં રહેછે, અને ત્યાર પછી વીખરાઈ જાય છે. અને યાદ રાંખવું કે જયાંજયાંબી કસાઈ યા ખાતકીવાડ હોય છે ત્યાં દેહશત અને ધાસ્તીના જુસ્સાઓના અણદીઠ આકારો એકઠા થાયછે, તેઓ તેની અસર બાકી દુન્યા ઉપર પણ કરેછે. તેઓ માણસોનાં મન ઉપર તેવીજ અસરો નીપજાવે છે, અને જે બી કોઈ કોમળ લાગણીવાળું આદમી આવાં વાતાવરણના સંબંધમાં આવે તેને આ ત્રાસ દાયક ધ્વનીઓથી બહુજ ખમવું પડે છે.

જયારે આપણે માંસ ખાવાની વિરૂદ્ધમાં લખીયે છીયે ત્યારે આપણે જાનવરોને કાપનારાઓ કસાઇઓ ખાટકીઓ માટે પણ બે શબ્દો કહેવા જોઇયે. એટલું તો ખુલ્લું છે કે તમે કે હું આપણે પોતે આપણા હાથે ગાય ઢોર, બકરાં મેંઢાં કાપીયે નહી, અથવા આપણે માટે બીજાંને કાપવા દઇયે નહી ત્યાં સુધી આપણે ગોસ્ત માંસ ખાઇ શકતાં નથી; તેટલા માટે આપણે પોતે જેઓ ઘણા ના

જુક અને સુધરેલામાં ખપીયે છીયે અને તેથી આપણે પોતે આપણે હાથે બકરાં મેંઢાં વગેરે કાપતાં નથી, પણ આપણે માટે તે કામ બીજાંને હાથે થવા દઇયે છીયે તેથી એ કામ કરનારાઓના ગુનાહ અને કસુરોની સીધી અને રીતીની રાહે સઘળી જવાબદારી આપણાજ શીર ઉપર રહેછે. હવે આપણે ખાટકી અને કસાઇઓના વર્ગ માટે બોલીયે. આટલું તો દેખીતું છે કે જે ગૃહસ્થો અને બાનુઓ જેઓ કેળવાયલાં અને સુધરેલાંછે તેઓ ખાટકી કસાઇનું કામ કરવાને તો બીલકુલ તૈયાર થશે નહી. તેઓ પોતે માંસ યાને ગોસ્ત ખાયછે પણ પોતાને માટે તે ગોસ્ત મેળવવાને કાજે તેઓ બકરાં મેંઢાંને પકડીને તેમને કાપી ગોસ્ત કાઢવાનું કામ તેઓ પોતેતો કદી કરશે નહી કારણ કે તે કામ તેઓ ઘણું હલકું સમજે છે. આવાં સુધરેલાં બાનુઓ અને ગ્રહસ્થો સારી પેઠે જાણેછે કે ખાટકી-કસાઇઓનું કામ ઘણુંજ કનીષ્ટ અને હલકું છે, અને એ કામથી નીતિ વગેરે ઉપર ઘણી ખરાબ અને ગદલી અસર કરેછે. આ હકીકત સુધરેલાં દેશો, અમેરીકા વગેરેના કાયદામાં પણ માન્ય રાખવામા આવેછે તેથીને ત્યાં એકાદ ખુનીની તપાસને માટે જુરીનાં આદમીઓ પસંદ કરેછે તેઓમાં ખાટકી કસાઇનો ધંધો કરનારાઓ મધેથી કોઇને તે જુરીના સભાસદ તરીકે લેતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે તેઓનાં કાપવાના ચાલુ

ધંધાથી એ બાબદની તેઓની લાગણી સુન મારી ગયેલી હોય છે તેથી ખુનીની તપાસ માટે તેઓને લેતા નથી. આ કાયદો માત્ર અમેરીકામાંજ નહી પણ ઘણા સુધરેલા દેશોમાં અમલમાં હોવો જોઈયે. .... .... શું તમે એમ જાણતાં નથી કે જે કાંઈ કામ નીતિરીતીની રાહે તમુને પોતાને તમારે હાથે કરવું અયોગ્ય હોય અને ખોટું ગણાય તેજ કામ તમારે માટે બીજાંને હાથે કરાવવાનું તમને બીલકુલ અધીકાર નથી ? (દાખલા તરીકે આપણે પોતે પોતાને હાથે ચોરી કરવી યા બીજાં પાસે ચોરી કરાવવી એ બને કામનો દોષ આપણુને લાગે છે. ) તેજ પ્રમાણે ખાટકી કસાઈને હાથે કપાયલું ગોસ્ત ખાવું તેથીબી તે કતલ અને ખુની કામનો જવાબ ગોશ્ત ખાનારાં ઉપરજ રહે છે. સુધરેલાં બાનુઓ અને ગ્રહસ્થો ખાટકી કસાઈઓ સાથે ફરવા હરવાનું તથા તેઓની સાથે ખાણું ખાવાને સુગાશે અને કચવાશે કારણ કે તેઓ સમજે છે કે કસાઈ ખાટકીનું કામ ઘણુંજ ના પસંદ અને ગલીચ છે, ત્યારે શા માટે તે ગલીચ અને નાપસંદ કામથી નીપજેલું ફળ યાને કાપેલું ગોશ્ત તેઓ પોતાનાં પેટમાં હોમાવે છે, અને જે કામથી પોતે સુગાય છે, જે કામને પોતે હીણું અને હલકું ગણે છે તેજ બુરૂં અને હલકું કામ પોતાના આદમીભાઈઓ મારફતે શા માટે તેઓ કરાવે છે ? હવે આટલું

તો હીંમતથી કહી શકાય કે જેઓ માંસ અને ગોસ ખાવાને ચાહતાં હોય તેઓએ પોતેજ પોતાને હાથે જાનવરો કાપીને પોતાને માટે તે ખોરાક લેવો, કારણ કે તેઓને તે હલકું કામ બીજાંઓ મારફતે કરાવવાનો કાંઇજ હક અધીકાર નથી. તેઓએ એવું બાહાનું પણ લાવવાની કાંઇ જરૂર નથી કે તેઓ માંસનો ખોરાક ખાવાનો બંધ કરશે તો બી એ કસાઇઓ ખાટકીઓનું બકરાં--મેંઢાં કાપવાનું કામ તો ચાલ્યાજ કરશે. આ બાહાના અને સબબથી આપણી ઉપર જે અનિતિનો આરોપ અને ગુના હની જવાબદારી યોગ્ય રીતે બેસે છે તે કાંઇ જતી નથી. દરેક આદમી જે ગોસ ખાય છે તે બીજાં સઘળાં આદમીઓ જેઓ તે કાપવા વગેરેનાં ધંધામાં પડેલાં છે તેઓની હલકી હાલત બનાવવામાં હમશરીક અને ભાગીદાર થાય છે. દરેક બાનું અને ગ્રહસ્થ જે ગોસ્ત ખાય છે તેનાજ પોતાનાં શીર ઉપર આ જબુન અને હલકાં કામની જવાબદારી, જોખમ, અને ગુનાહ ચઢે છે. અને જો આ દુન્યામાં કાંઈ ઈનસાફ અને કાયદો હસ્તી ભોગવતો હોય, અને જો એમ બી સાચું હોય કે કાયદો માત્ર આખી જગત ઉપરજ અમલ કરતો નથી, પણ શુક્ષમ જગતમાં તેમજ માનસિક નીતિ, અને મીનોઇ અને આત્મીક દુન્યાઓમાં પણ એજ પ્રમાણે અમલ કરે છે તો જે આદમી આ જાતના ગુનાહમાં

શરીક છે, પછી તે શરીક જાતે ગોસ્ત કાપવાથી હોય કે કાપેલું ગોસ્ત ખાધાથી હોય તે દરેક જણાને આ જાતના ગુનાહુથી નીપજતી સજા ભોગવવી પડે છે, અને હાથે જાનવરોને કાપવાથી જે કાંઇ માઠી અસર ખાટકી કસાઇઓની ખાસીયત ઉપર થાય છે તેવીજ માંઠી અને હેવાની હલકી અસરો તે કામમાં શરીકદારો—ગોસ્ત ખાનાંરાંઓ ઉપર પણ થાયછે.

ખાટકી કસાઈઓના કર્મ—ગોસ્ત ખાનારાંઓ ભાગીદાર થાય છે તે કામનાં જવાબદાર થાય છે, તેજ પ્રમાણે આ ગોસ્ત ખાનાંરાંઓ એક બીજા આજાબ માટે પણ જવાબ દાર થાય છે. ગોસ્ત—માંસ ખાવાથી જે કાંઇ વેદના અને દુઃખ ઉત્પન્ન થાય છે તેના જવાબદાર તેઓ થાય છે, તથા ગોસ્ત મેળવવા માટે જે કાંઈ બીજા આજાબો આ જાનવરો ઉપર પડે છે તેની પણ જવાબદારી એ ખોરાક ખાનારાઓ નાં માંથાં ઉપર ચોંટે છે. માત્ર કસાઈવાડ અને ખાટકી વાડમાં નીપજેલાં જબુન કામને માટેજ આ ખોરાક લેનાં-રાંઓ જોખમદાર થઈને બચતાં નથી, પણ આ જાનવરોને આદમજાતની આ ખોરાક લઈ હેલાની ભુખ તૃપ્ત કરવાને અર્થે રેલવે, આગબોટ, વાહણો વગેરે મારફતે એક જગ્યા થી બીજી જગ્યાએ લાવ લઇ જા કરવામાં જે જાતનો આજાબ, ભૂખમરો, પ્યાસ, અને લાંબી ચાલુ દેહશત વગેરે

પુષ્કળ વિપત્તીઓ જે કાંઈ અવાચા વગરનાં નીરદોષ પ્રાણીઓ ઉપર પડે છે તેની સઘળી જવાબદારી અને જોખમ આ ગોસ્તનો ખોરાક લેનારાંઓ ઉપર કુદરતનાં અચૂક ન્યાય ભર્યા અને અદલ ઈનસાફની રાહે આવી પડે છે. આ આપણા નાના જાતભાઈઓ પ્રાણીઓ ઉપર કેવી તરેહનો આજાબ પડે છે, કેવી દેહુસત અને ફીકરમાં તેઓ ગરકાવ રહે છે તે વિષે તમારે પોતે જાતે કાંઇ જાણવું હોય તો તેઓને એકાદ વાહાણમાં ભરી એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવી નાંખ્યાં હોય ત્યાં જઇને જુઓ મારે કહેવું જોઇયે કે આ વેદના આ મુંગાં વાચા વગરના પ્રાણીઓ ઉપર લાવવાને તમને કાંઈ અધીકાર નથી, આ વેદના આપવાનાં કામમાં શરીક ભાગીદાર થવાને તમને કાંઇજ હક નથી, અને જે કાંઇ આજાબ અને વેદના આ પ્રાણીઓ ઉપર પડે છે તે આદમ જાતનાં ગુનાહ તરીકે જમે થાય છે, અને તેથી આદમ જાતની વૃદ્ધિમાં હરકત થાય છે; કારણ કે એ રીતે તમે દુન્યામાંથી તમને છુટાં પાડી શકો નહી; કારણ કે તમે જયારે તમારા ઘાતકી પગોથી અજાણ્યા નીરદોષ પ્રાણીઓને કચડો તો તમારાથી તમારી મીનાઈ ઉન્નતિ અને વૃદ્ધિ સેહુતાબીથી થઈ શકે નહીં. જેઓને તમે તમારા પગ વડે ચુરી નાંખો છો તેઓ તમારા આગળ વધવાના માર્ગમાં અટકાવ નાંખે છે. જે સંતાપ અને

વેદના તમો આ પ્રાણીઓને આપો છો તે ગોયા તમારા મીનોઇ માર્ગનાં ઉપર ચઢવાના માર્ગમાં તમારા પગો ઉપર માટી બની બાઝે છે. અને તમને ઉપર ચઢતાં અટકાવે છે; કારણ કે આપણને સાથેજ વધવું છે, અથવા તો સાથેજ નીચે ગબડવાનું છે, અને જે કાંઇ વેદના અને આજારી આપણે આ પ્રાણીઓ ઉપર લાવી નાંખીયે છીયે તેથી માણસાઈ વૃદ્ધિમાં ખલલ થાય છે, અને જે કાંઇ શ્રેષ્ઠ નેમ તરફ આદમ જાત આગળ વધી રહેલી છે તે માર્ગ ઉપર બહુજ ધીમેથી આગળ વધવું થાય છે.

આ બાબદને ઉપર વર્ણવેલા જેવા મોટા સવાલથી સરખાવતાં, તેને લગતા નાના સવાલો, જેવા કે માંસના ખોરાકથી પુષ્ટી મલે છે કે નહી, એ ખોરાકની માણસનાં શરીરને જરૂર છે કે નહી. એવા બહુ ઓછી અગત્યતાના સવાલો ઉપર મુજાહેમત કરવાની કાંઈ જરૂર રહેતી નથી. અને આપણે આપણી તકરારનો પાયો આ ખડક સમાન મજબુત સવાલ ઉપર રચીયે છીયે કે જે કામથી દુન્યાંની વૃદ્ધિ અને ઉન્નતિને હરકત થતી હોય, જે કામથી દુન્યાની વેદના, સંતાપ અને કલ્પાંત વધતો હોય, જે કામથી શ્રેષ્ઠ મીનોઇ, ઇશ્વરી, ઉંચી ખસલત ભરેલી જીંદગી મેલવવાને અડચણ થતી હોય તે કામમાં હમશરીક યાને ભાગીદાર થવું તદન અયોગ્ય અને ખોટું

ગણાવું જોઇયે, પછી કદાચ તે કામથી ખાકી અને તકલાદી શરીરને મજબુતી આવતી હોય તેમાં શું વલ્યું. માટે આ બાબતથી આપણે આપણી તકરારને મજબુત બનાવીયે છીયે; અને તેમ કર્યા પછી જોઇયે તો બીજા સવાલ કે, આ ખોરાકની ખાસ જરૂર શરીરને મજબુતી આપવાને અવશ્ય છે કે તે કામ અને પુષ્ટી બીજા ખોરાકથી બી મેલવી શકાય છે તે ઉપર આવવું પણ દરૂસ્ત રાહ એ છે કે આપણી તકરાર વધુ શ્રેષ્ઠ સવાલ અને ચઢયાતી બાબદ ઉપર આપણે રચેલી રાખવી અને તે એજ કે સઘળે ઠેકાણે ચઢચાતી વૃધ્ધિ કરવી, સઘળે ઠેકાણે સુખ શાંતિનો વધારો કરવો, એવી માણુસ જાતની ઉમદા ફરજછે કે જેથી આખરે દુન્યામાં એ બાબતને સંપૂર્ણ હાલતમાં લાવી શકાય.

પ્રીય વાંચનારે જોયું હશે કે અત્યાર સુધી જે કાંઈ તકરારો લાવવામાં આવીછે તે ગોશ્ત ખાનારના પોતાના લાભ, પોતાની વૃધ્ધિ ઉન્નતી માટે નહી, પણ કુલ દુન્યાના લાભ અને અર્થ માટે લખવામાં આવ્યુંછે. અત્યાર સુધી આદમીની ફરજ, તેની દયા, તેની ભ્રાત્તભાવ વર્ત્તણુંક એવા ઓહોળા અને શ્રેષ્ટ સવાલો ઉપરજ મુજાહેમત કરવામાં આવીછે. પણ આપણે હવે ખુદ આદમી જે એ ગોસ્તનો ખોરાક લેછે. તેના પોતાના બાબતમાં, તેનાં મન ઉપર તેનાં

શરીર ઉપર અને તેના ઈશ્વરી સ્વભાવ ખાસીયત ઉપર એ ખોરાક ખાધાથી, અથવા એ ખોરાક તર્ક કરવાથી શુ અસર અને પરિણામ નીપજેછે તે વિષે લખીશું. એટલું તો તદન ખરૂં છે કે શરીરને જ્યારે તમે તમારાં મનનું એક હથીયાર તરીકે જુવોછો કે જેની વૃધ્ધિ થવે તમારા આત્માના ઉપયોગમાં એક ઓજાર તરીકે આવવાનું છે તો તમે તદન યોગ્ય રીતે વિચારી શકશો. કે જેશરીર તમારા હવાલામાં છે તેનું તમે કઇ જાતના ખોરાકથી પાલણુ પોષણુ કરશો તેનો સવાલ તમને ઘણોજ મહત્વનો લાગશે. અને એ બાબતમાં બ્રહ્મજ્ઞાન ( THEOSOPHY ) આ પ્રમાણે કહેછે; આ તમારૂં શરીર કે જે તમારા આત્માએ પહેર્યું છે, તે અતીશ્યે ઝડપથી બનતી વસ્તુ છે. આ ખાકી શરીર બારીક પરમાણુંઓથી બનેલું છે, જે પરમાણુંઓ મધેનું દરેક પરમાણું પણ એ કકો નાનો જીવ. હયાતી ( LIFE ) છે, અને આ હૈયાતી ઓ જે હંમેશાં એક શરીરમાંથી બીજાં શરીરમાં એમ બદલાતી રહે છે તેથી ગોચા આપણા શરીરમાંથી આ પરમાણું જીવો–અથવા હૈયાતીઓ ધોધબંધ આપણા શરીરમાંથી નીકળી બીજાના શરીરમાં પ્રવેશ કરેછે, અનેજે બીજાં શરીરોમાં પ્રવેશ કરે છે તે શરીરોને તેઓ યાતો સુધારે છે. યા બીગાડે છે. યાદ રાખજો કે વિદ્યા ( SCIENCE ) ભી હવે આ

સત્યને સ્વીકારે છે. વિદ્યા કહે છે કે માંદગી અને રોગો એક ઉપરથી બીજા ઉપર એમ ઉડે છે તેનો સબબ એવો જ બતાવે છે કે રોગોવાળા ભાગમાંથી બારીક જીવો જેમને વિદ્યા 'માઇક્રોબ'ને નામે ઓળખાવે છે તેઓ એક શરીર માંથી નીકળી બીજાં શરીરમાં દાખલ થાય છે, પણ આ વિદ્યાએ હજી સુધી એટલું શોધી કાઢયું નથી કે આ બારીક અણુંઓ—જેઓ માત્ર રોગવાલા ભાગોમાંથીજ નહી, પણ માણસના આખા શરીરમાંથી, અને આખો વખત વહેતાં, નીકળતાંજ રહેછે, તેથી તે અણુઓ આજે મારૂં શરીર તો કાલે બીજાનું, અને પરમ દહાડે વળી ત્રીજાનું એમ શરીરો બદલતાં રહેછે, અને આ પ્રમાણે આ અણુઓ, આદમીઓ ઓરતો, તેમજ બચ્ચાંઓનાં શરીરોમાં અવારનવાર પ્રવેશ કરતા રહેછે. હવે તમે ઘડીભર આ ધોરણે તમારાં શરીર ઉપર નિગાહ કરશો તો તે પ્રત્યે તમારી જવાબદારી તમારા બીજા મનુષ્ય ભાઇઓ તરફ શું છે તે તમને માલમ પડશે. આ બારીક અણુઓ જેટલીવાર તમારા શરીરમાં રહે છે તેટલીવાર તમારાં શરીરનો અંગત ખવાસ તે અણુઓમાં ઉતારે છે. અને તે અણુઓને તમો પોષણ આપો છો, તમો તેમને ઉછેરો છો, અને તે પ્રમાણે તેમની ખાસીયત તમો રચોછો; તમો તે અણુઓને યાતો મેલો, યાતો પવિત્ર ખોરાક આપો છો યાને જેવી કીસમનો મેલો કે સ્વચ્છ

ખોરાક તમો પોતે ખાઓ છો તેવી તરેહની મેલી કે સ્વચ્છ અસર આ ફેરફાર થતાં અણુઓ ઉપર પડતી રહે છે. તમો યાતો તે અણુઓને ખરાબ ખોરાકથી ઝેરી બનાવો છો યા સ્વચ્છ અને નીરદોષ ખોરાકથી તંદોરસ્ત બનાવો છો અને જેવી રીતે તેને તમો પોષો છો તેવીજ રીતે તેઓ (અણુઓ) તમને છોડી જાય છે અને તેઓ તમારી સાથે હતાં તે વેળા જે કાંઈ ખાસીયત તમોએ લીધેલા ખોરાકનાં પ્રમાણમાં અણુઓએ લીધી હતી તેવીજ ખાસીયતો સહીત તેઓ તમને છોડી જાયછે; તેટલા માટે એક આદમી શું ખાય છે, અને શું પીયે છે તે બીના માત્ર તે એકલા આદમી સાથેજ તાલુકો રાખીને રહેતી નથી, પણ તે આદમી આખી પ્રજા કે જાત જેને લગતું તે હોય છે તે આખી પ્રજા અથવા જાત ઉપર તેવીજ અસર નીપજાવે છે, અને તેટલા માટે જે કોઈ આદમી ખાવા પીવામાં બદ પરહેજી રાખે છે અને મીતાહાર, મર્યાદા શીલ, અને પવિત્ર રહેતું નથી તે આદમી જ્યાં જ્યાંબી જાય છે ત્યાં તે ખાકી બદીનું મધ્ય બીદું થઈ પડે છે, અને બીજાંઓમાં ઝેરી અસર ફેલાવે છે, અને બીજાં પોતાનાં જાત ભાઈઓની તાકાત, અને આરોગ્યતા જેટલી જોઈયે તેમાં તે ઘણી હરકત અને નુકશાંન પોંહચાડેછે ત્યારે આ બાબતમાં માંસનો ખોરાક લેવાથી અને તાડી દારૂ વગેરે વ્યસનો કરવાથી આપણી આસપાસના

આપણા જાતભાઇઓ અને આદમી ઓરતો બચ્ચાંઓ ઉપર આપણે કેવી જોખમભરેલી અને ખરાબ અસર ફેલાવીએ છીએ તેનો જોખમ જવાબદારી આપણા માથા ઊપર રહેછે આટલું ખુલ્લું છે કે જે ખાસીયતનો ખોરાક આપણે ખાઇએ છીએ તેવીજ ખાસીયતનું ઓજાર એક કે બીજી ખાસીયત બહાર કાઢનારૂં આપણે રચીએ છીએ હવે ખાસીયત અથવા ગુણતો આત્મામાં રહે છે પણ તે ખાસીયત તો ભેજાં, અને શરીર મારફતે બહાર પ્રકટે છે.

તેટલા માટે જે પદાર્થના આ શરીર અને ભેજું બનેલાં હોય છે તે ધ્યાન પુગાડવા જોગ બાબત છે, કારણકે જેમ રંગના કાચની બારીમાંથી આવતી સફેદ રોશની તેવાજ રંગ બતાવે છે, અને વધુ વાર સફેદ દેખાતી નથી, તેજ પ્રમાણે આત્માના ગુણો પણ જેઓ ખાકી શરીર અને ભેજાં મારફતે પ્રકટ થાય છે. તેઓ તે શરીર અને ભેજાંનાં ગુણ દોષો સહીત પ્રગટ થાય છે. તમે ધારો કે એકાદ નાનાં પ્રાણી તરફ તમો નેગાહ કરશો તો તમને માલમ પડશે કે જેવી તરેહનો ખોરાક તે પ્રાણી લેતું હશે તેવી તરેહની ખાસીયત તે પ્રાણી બતાવશે. એટલુંજ નહીં; તમો જો એકાદ કુતરાનો દાખલો લેશો તો પણ જેવી જાતનો તમે તેને ખોરાક આપતા હશો તે ખોરાકના પ્રમાણમાં તમને તે કુતરૂં યાતો નરમાશવાલું યાતો ક્રુર અને ઝનુની માલમ પડશે હવે

આટલું તો ચોકસ છે કે માણસ કરતાં એક પ્રાણી પોતાનાં શરીરને વધુ મશ થયલું માલમ પડશે; જ્યારે એટલું ખરૂં જ છે કે માણસ કે જેની મકકમ વિચાર શકિત હોય છે તેનાં કરતાં કુતરૂં આવી બાહારની અસરોને તુરત વશ થાય છે; તો પણ એટલું તો ખરૂં છે કે જ્યાં શુધી માણસ ખાકી શરીર ધરાવે છે, અને તે વડે ખાકી દુન્યામાં કામ કરે છે ત્યાં સુધી એક આદમી જેવી જાતનું અને ખાસીયતનું પોતાનું ભેજું અને શરીર ધરાવે છે તેનાં પ્રમાણમાં તે પોતાના આત્માની ખાસીયતો શેહલાઈથી યા મુશકેલીથી બાહાર પ્રકટ કરે છે. અને તેટલા માટે એક આદમી જો પોતાનાં શરીર કે જે આ જાતનાં જીવો અણુઓનું બનેલું છે તેને એવી જાતનો ખોરાક આપે છે કે તે વડે હલકાં નાનાં પ્રાણીઓની ખાસીયત અને ખવાસ તે અણુઓમાં ઉતરે છે તો તે પોતાનું શરીર ઘણું ગંધાતું અને મેલું અને હેવાનીયત ભર્યું બનાવે છે જેથી તે હેવાની ખુલાસો બતાવવાને વધુ ઉશકેરાય છે અને ચઢતા ઇશ્વરી ગુણો બનાવવાને ઘણો આકરશાય છે કારણ કે જ્યારે એક આદમી પોતાનું શરીર નીચલા વર્ગનાં પ્રાણી શરીર વડે રચે છે ત્યારે તે પોતાના આત્માને ગોયા એવું એક શરીર આપે છે કે જે એક હેવાની ધ્વનીને વધુ જવાબ આપતું હોય છે. પવિત્ર વિ-

ચાર કરવો એ કેટલું બધું કઠણુ કામ છે. શરીરનાં જુસ્સાઓ ઉપર કાબુ મેળવવો કેટલું મુશકેલ છે. આપણા બાકી શરીરની ઇચ્છા વાસના ઉપર કાબુ રાખવાને તેમજ ખાવા પીવામાં અંદાજો રાખવાનું કામ કેટલું બધું મુશકેલ છે આ પ્રમાણે આપણા જીવને શરીર ઉપર કાબુ રાખવાનું કામ આટલું બધું મુશકેલ છે તો વળી માંસના ખોરાક અને કેફી પીણાથી આપણા શરીરને વધુ ગદલું, વધુ મેલું શા માટે કરવું જોઇએ? કે જેથી કરીને આપણા આત્માને ઉંચી ખાસીયતો પ્રકટ કરવાને વધુ મેહનત અને રંજમાં ઉતરવું પડે? અને જ્યારે તમે એમ જાણો છો કે જેમ તમો આ માંસનો ખોરાક લ્યો છો તેમ તમો તમારા નીચલા હેવાની ખવાસોને મજબુતી આપો છો, અને તમારાં શરીરનાં અણુઓ ઉપર એવાજ હેવાની ખવાસોની છાપ પાડો છો, તો પછી તમારે તમારાં શરીરને તાલીમ આપી પવિત્ર કરવું જોઇયે કે જેથી વધુ વાર તે આવી હેવાની ખસલતને લગતી લવનીઓ સ્વીકારવાને ખેંચાય નહી. અને જેમ જેમ તમે તમારાં શરીરને આવા માંસના ખોરાકથી જદ અને ગદલું બનાવો છો, તેમ તેમ કરતાં શરીર મધ્યેથી અણુઓ એલચીઓ કાસદો તરીકે બાહાર જાય છે, અને બીજા જાતભાઇઓમાં તમારાં મેલાં શરીરની ખાસીયતોનો પ્રવેશ ફેલાવો

કરે છે, અને કાંઈ પણ ભલું કામ કરતાં નથી; તેટલા માટે આવી તરેહના નીચલા હુવસોની ઢવનીઓનાં આવેશથી એક આદમી કે જે શ્રેષ્ટ અને પવિત્ર જીંદગી ગુજારવાને કોશેશ કરતું હોય તેને તેના કામમાં વધુ નડતલ અને અડચણ પુગે છે. અને જયારે આ હકીકત દારૂ પીનારના બાબતમાં ઘણીજ ભયંકર રીતે કામ કરે છે યાને દારૂ પીનારના શરીરમાંથી તેને લગતા મેલાં અણુઓ બીજાઓના શરીરમાં પ્રવેશ થઈ એવીજ ભયંકર ખરાબીઓ કરે છે ત્યારે માંસાહારી પુરૂષો અને ઓરતોનાં શરીરોમાંથી પણ એવાંજ ગદલાં અણુઓ નીકળતાં રહી બીજાંઓનાં શરીરને ભલાં અને ઉમદા કરવાને બદલે ઉલટાં તેમને હલકી પ્રવૃત્તિનાં અને ગદલાં બનાવતાં રહે છે.

જયારે તમે તમારા આત્માની ઉન્નતિનો સવાલ હાથમાં ધરો છો ત્યારે તમે સવાલ કરી શકો કે આ આપણી જીંદગીનો હેતુ શું છે? આ પૃથ્વી ઉપર આપણને અવતરવાનો સબબ શું છે? આપણો ક્યાં જીવવાનો અર્થ શું છે? માત્ર એકજ બીના છે કે જેથી આદમીમાં જે કાંઈ ઉમદા અને પરમાર્થી નેમ હોયછે તેનું સાર્થક થાયછે, અને પોતાની ખરી ફરજ બજાવવાને લગતી શાંતી થાયછે; અને તે ત્યારેજ બનેછે કે જયારે એક એક આદમી દુન્યાંને મદદ કરવાને અર્થે પોતાની જીદંગીનું ચાલુ બળીદાન ભોગ

આપતો રહે છે, તે કામ ત્યારેજ બજાવેલું કહેવાય કે જ્યારે તે દુન્યામાં વસવાથી તેની જીદંગીની સઘળી ફરજો એવી રીતે યથાસ્થીર હોયછે કે જેથી દુન્યા વધુ સારી થતી જાયછે. અને નહી કે દુન્યા ન બેહુતર થઈ ગબડતી જાય.

આત્માએ, વિચારે, શરીરે, એક આદમી પોતાની જીંદગીનો કેવો ઉપયોગ કરેછે તેને માટે તે જવાબદાર છે. આપણે પોતાને આપણા જાત ભાઈઓથી જુદાં પાડી શકતાં નથી; અને એમ આપણે પોતે કરવા ચાહતાં હોઈયે તોએ તેમ કરવું નહી જોઈયે, કારણ કે આ દુન્યાં ધીમે ધીમે ઇશ્વરી શ્રેષ્ઠાઈની ટોચે ચઢે છે, અને દરેક આદમી જે આ બાબત સ્વીકારે છે, તેણે દુન્યાને આગળ વધારવાના કામમાં પોતાની મદદનો હીસ્સો આપવોજ જોઈએ. તમે તેમજ હું યાતો દુન્યાંને આગળ વૃદ્ધિ આપી વધારતાં હોવાં જોઈયે, યાતો તેમાં બગાડો કરી તેને નીચે ગબડાવી પાડતાં હોવાં જોઈયે. આપણી જીંદગીના દરેક દીવસે આપણે યાતો દુનીયાને આગળ વધારવાના કામમાં ટેકો—મદદ આપતાં રહીયે છીયે, યાતો તેને આગળ વધવાના માર્ગમાં આપણે પોતે વીઘ્નો નાંખતા હોવાં જોઈયે; અને દરેક સાચું આદમી દુનીયાને હરકત કરવાને નહી પણ મદદ કરવાને ચાહેછે, તે પોતે એક આશીરવાદ સમાન થઈ પડવા ચાહે છે, તે પોતે એક હ્યખીત તરીકે દુન્યાને આબાબ પુગાડવા

ને ચાહતો નથી, તે પોતે દુન્યાને મદદ કરનારાંઓ મધ્યેનો એક બનવા ચાહે છે, અને દુનીયાને ઉતરતી પંકતી ઉપર ઘસડી કાઢનારાઓમાં તે સામેલ રહેવા માંગતો નથી. દરેક સાચું આદમી એમ કરવાને ખાહેશ રાખે છે, પછી તે પ્રમાણે અમલ કરવાને તે હમેશાં શકિતવાન હોઇ શકે કે નહી. અને આ પ્રમાણે આપણા શરીરને ખોરાક આપવાની બાબતમાં અને મનને કેળવવાનાં કામમાં દુન્યાને મદદગાર થવાનો ભલો હેતુ આપણ સર્વ આપણી નજર આગળ ધરીશું. કારણકે બ્રહ્મજ્ઞાન પ્રકાશની રૂયે મનને એમ માલમ પડે છે કે દરેક આદમા જેઓ ઇશ્વરી જીંદગી અનુસાર દુનીયાંનું સ્વરૂપ સુધારવાને અને તેને ચઢીયાંતાં સ્વરૂપે પોંહોંચાડવાને કુદરતી ભલી જીંદગી ગુજારે છે તેઓ પોતાની જીંદગીનો ઘણો સારો ઉપયોગ કરે છે. .... .... આદમીઓ જો આ પ્રમાણે ગમે એવી નીષ્ફળતાઓ થાય, ગમે એટલી ભુલચુક થાય તોએ તેઓ તેમનો હેતુ ચાલુ રાખે તો તેમનો માર્ગ ખરે રસ્તે રાહે પડશે. તેટલા માટે શરીરમાં તેમજ મનમાં, ભિત્તરના જોરમાં તેમજ બહાર નાં દુન્યાનાં કામમાં આપણો જો એક નિશ્ચય એમ હોય આ અમારૂં કામ અને વિચાર દુન્યાને ભલી કરશે કે ભુંડી કરશે? દુન્યાને શ્રેષ્ઠ કરશે કે ,નિચે ગબડાવી કનીષ્ટ બનાવશે? મારા જાત ભાઇઓને સુધારશે કે બીગાડશે? મારા

આત્માની શકિત તેમને ઉગારશે કે નીચ વૃત્તિનાં કરી મેલશે. જીંદગીનો જો આવો વિચાર અને હેતુ હોય તો માંથે ઉઠાવેલાં કામમાં ગમે એવી નીષ્ફળતાઓ થાય તોએ તે કામ પડતું નાખવાનો ખ્યાલ આવતો નથી. આપણે જો બધાં એવીજ જીંદગી ગુજારવાનો કસદ કરીયે, અને બીજાંઓને આપણા જેવી પવિત્ર જીંદગી ગુજારવાને ઉ-તેજન આપી શકીયે તો દુનીયામાંથી દલગીરી દફે થાય, પ્રાણીઓનું દુઃખ, વેદના ઘણી ઓછી થઇ જાય, તેમજ ત્યારે માણુસ ઈશ્વરી કાયદાને અનુસરતો થવાથી તેનાંમાંથી મોહબતનાં પ્રવાહો નીકળવા માંડશે, અને તે દુનીઆમાં ચોમેર શાંત મધુરતા ફેલાવશે. અને દરેક આદમી જે પોતાનું સુખ આ કામ બજાવા તરફ ફેરવે છે. જે કોઇ પોતાના વિચારો શરીરો, અને જીંદગી પવિત્ર રાખે છે. દુન્યાની ભિત્તરની જીંદગી સાથે કામ લેતો થાય છે. અને મદદગાર થાય છે. અને જે આદમી દુન્યાંના લાભ માટે આ પ્રમાણે કામ કરે છે. તેને તેનો બદલો પોતાના ખુદ આત્માની ઉન્નતી, અને વૃદ્ધિથી મલી શકશે.

સમાપ્ત.